Chapter -10



## ખંડ : ૩:

### પ્રકરણ : ૧૦:

### -: ભજનમાં ગણેશ અને સરસ્વતી :-

ભજન એ મંડળીઓમાં સમૂહગાનરૂપે ગવાતાં હોઇ નિર્વિઘ્ને એ ભક્તિ-કાર્ય પાર પાડે એવી ભાવનાથી ગણેશસ્તુતિરૂપે ગણપતિ વિષયક સાખી કે ભજનો પ્રારંભે ગાવામાં આવે છે. એવું જ સ્થાન ભજનોમાં સરસ્વતીનું પણ છે. ભારતની ધર્મપ્રણાલીઓમાં ગણપતિનું સ્થાન લગભગ બધી જ હિંદુ પૂજાદિક વિધિમાં સર્વપ્રથમ છે. એ રીતે ભજન એક ધાર્મિક વિધિરૂપ હોઇ એમાં ગણપતિનું આહ્વાન કરાય છે. આ રીતે જ કેટલાંક નીચે જેવાં ગણપતિ વિષયક ભજનો રચાયાં છે.

ભજનનો ઉપાડ સાખીથી થાય છે તેમાં ગણપતિ-સરસ્વતીની પ્રાર્થનાની, વીનતિની સાખીઓ સૌ પ્રથમ ગવાતી હોય છે :

"દુંદાળો દુ:ખભંજણો, સદાય બાળે વેશ,
પરથમ પહેલાં સમરીએ, ગવરીનંદ ગણેશ."

"સરસ્વતી સમરું શારદા, ગુણપતિ લાગું પાય,
અવિચળવાણી આપજો, મતિ દેજો મારી માય."

"સદા ભવાની સહાય રે'જો, સન્મુખ રહેજો ગણેશ,
પંચ દેવ રક્ષા કરે, બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ."

"સમર્યો લખ લાખ દિયે, વિદ્યા તણે ઉપદેશ."

"પ્રથમ નમું માતાસરસ્વતી, બીજું નમણ કરું ગણેશ.
ત્રીજું નમણું કરું ત્રિગુણ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ."

"સુબુધિ દે મું સરસ્વતી, ગણપત લાગાં પાય.
રાધામાધા એહ રત, પ્રણવાં તુજ પસાય."

ભજનોમાં ઘણીવાર ગણપતિની ઉત્પત્તિની કલ્પના તો પૌરાણિક સંદર્ભોમાં વ્યક્ત થાય છે એમાં પૌરાણિક પરંપરા અનુસાર ગણપતિની જન્મકથા વર્ણવાય છે:

"મૂરખ મન ભજ શિવ ઉમિયાપતિ, તારે પાપ ન રેવે એક રતિ.
તારે કૈલાસ જોવાની ગતિ —— મૂરખ મન.
પાર્વતીએ મેલ ઉતાર્યાં, તેના કર્યાં ગુણપતિ.
બાળકને તો બારણે બેસાર્યાં, નાવણ કરે મહાસતી-મૂરખમન.
રંગીભંગી તમે બારણે રે"જો, નાવણ કરે મહાસતી.
ત્રિશૂળ લઇને શંકર કોપ્યા, હેઠા પડયા ગણપતિ.
અમારા બાળકને તમે મારિયો, રુદન કરે મહાસતી —— મૂરખ મન.
હસ્તી કેરાં મસ્તક છેદ્યાં, સજીવન કર્યાં ગણપતિ.
દોઇ કર જોડી માળી "લખમો" બોલ્યાં
પ્રભુ ભજો તો થાય ગતિ —— મૂરખ મન."

શંકર તપશ્ચર્યા કરવા જતાં પાર્વતીએ પુત્રપ્રાપ્તિ માટે વરદાન માગેલુ ને એ રીતે ગણપતિનો જન્મ થયો હતો. વરદાનની વાત શંકર ભૂલી ગયા હતા એટલે જ્યારે તે પાર્વતી પાસે ગયા ત્યારે ગણપતિ પાર્વતીનો પુત્ર છે એ જાણ્યા પહેલાં જ તેમણે એનો શિરચ્છેદ કર્યો. વરદાનની વાતથી ને પાર્વતીના આંસુથી પીગળીને શંકર જે પ્રથમ મળે તેનું મસ્તક લેવા ગણને મોકલે છે. ગણને હાથી મળતાં એનું મસ્તક લાવે છે. શંકર ગજમસ્તકધારી ગણેશને નવજીવન બક્ષે છે. પણ પાર્વતી તો માતા છે. એટલે પુત્રની મુખ-વિકૃતિનો ખેદ પ્રકટ કરે છે, ત્યારે સર્વ મંગળવિધિમાં - ગણપતિનું પૂજન થશે એવું શંકર વચન આપે છે. આ કથાપ્રસંગને "મીઠો ઢાઢી" પોતાની રીતે ગાય છે :

"અંગડાનો મેલ ઉતારીને તેના ઘડિયા ગણેશ.
લઇને બેસાડયા ઘરને આંગણે, કોઇને આવવા મત દેજો.
એ... મા"દેવ ગિયા છે બારણે હો જી.
માતા નાવણે, ખમા માતા નાવણે."

કેટલાક ભજનિકો ગણપતિને ગુણના સ્વામી લેખે છે. ગુણનિધિ નિરંજન સ્વરૂપ ગણપતિ એમને મન સ્તુતિવિષય છે :

"હરિગુણ ગાયો, સદાયે સુખ પાયો રામા,
પાર પો"ચાડી દિયે પલમાં, ગુણપતિ હરિગુણ ગાયો અકલમાં"

ગણપતિના સ્વરૂપનું વર્ણન :

"દેવ દુંદાળા તને સમરિયે, પરથમ પાણું પરતમા જી."
"પે"રો પીતાંબર શાલ દુશાલા, કટાર કસી લ્યો કમરમાં,
રંગમહેલમાં આવે છે રમતા, પોઢે છે સેજ પલંગમાં."

આવા ગણપતિને "કનકપરી" વિનંતી કરે છે :

"ગુરુ ગોવિંદ દોનું એક રૂપ હૈ, હિલમિલ રિયા રૂદામાં,
મેરુ કરોને મે"રબાન મુજ પર, દરશન દિયો દેવળમાં"

આ ગણપતિ-ભજન "તારાદે"ને નામે પણ મળે છે. ક્યાંક કોઇ ભજનપંક્તિમાં ગણપતિનો નામોલ્લેખ પણ કરીને ભજનની શરૂઆત થતી હોય છે:

"સદ્ગુરુ નામ સાહેબને સમરો, ઉન કિરતારે મારી કાયા ઘડી,
ગવરીના નંદ ગણેશને સમરો, તો રિધ્ધિસિધ્ધિ દિયે કોઠી ભરી."

ગણેશને રિધ્ધિ-સિધ્ધિ એમ બે પત્નીઓ હતી એવા પૌરાણિક સંદર્ભનો અહીં ઉલ્લેખ છે. ભીતરનાં અંધારાં ટાળવા કોઇ આરઝૂ ગુજારે છે :

"ગુણપતિને ગાવો, સ્વામી શારદાને આવો, મારી અરજ સુણીને વેલા આવો.
આવો તો અંતર ટળે અંધારાં, ભીતર સૂઝે બહુ ભારી,
પ્રેમ ગુણ લઇ વહેલા પધારો, ગાઇને વર્ણવું ગિરધારી.

આવા ગણપતિને ત્રિભુવનદેવો પણ નમે છે :

"તેત્રીસ કરોડ દેવ જપે તમુને, એવા જાણીને કરું સ્તુતિ,
મુજ અંધાને મારગ બતાવો, શુભ રસ્તે ચાલે સુરતી."

—આ ગણપતિસ્તુતિ અર્વાચીન ભજનકાર નારણદાસની પણ કહેવાય છે. નરસિંહના રચેલા ગણાતા એક અદ્યાવધિ અપ્રસિધ્ધ ભજનમાં આવી કથા છે: ગણેશના વિચિત્ર મુખને કારણે કૃષ્ણની જાનમાં એમને સ્થાન ન મળતાં જાનૈયાઓની બૂરી દશા થઇ. અંતે ગણપતિને મનાવવામાં આવ્યા ને નિર્વિઘ્ને

–મંગળ વરતાયાં. આ ભજનમાંનું વસ્તુ લગ્નગીત જેવું છે. ભજનના રચયિતા તરીકે અહીં નરસિંહ મહેતાનું નામ જોડાયું છે.

" આ.....વેલા પધારો તમે ગવરીના ગણપતિ
　　તમ આવે રે રથડા ચાલે....
આ....શ્રી કૃષ્ણનો વિવાહ રચિયો ને,
　　નવખંડમાં નોતરાં દીધાં હો... જી.
તેત્રીસ કરોડ દેવતા જાનમાં સોઢિયા ત્યારે
　　ગણેશ મેલ્યા વિસારી હો જી..."

ગણપતિ નથી એટલે જ વિઘ્નો આવ્યાં:

" આ...જાનું જોડાવતાં ને ઘોડલા પાખરતાં
　　વચમાં એક દિન ભાંગ્યો હો.....જી.
જાનું પહોંચી સામે સીમાડે ત્યારે
　　ઇશ્વરનો રથ ભાંગ્યો હો...... જી."

હવે સૌ ગણેશને સંભારે છે ને પસ્તાવો કરે છે :

" આ....ભાંગી પીંજણિયું, ને ભાંગ્યા તળાવ
　　ધારિયું વેવડ વળીયું હો.....જી.
સાલ સાવેલામાંથી ધોંસરી ભાંગી ત્યારે
　　ગણેશને સંભાર્યા હો જી."

સૌ ગણેશને મનાવવા સવા મણના લાડુ જુવારે છે :

" આ...સવા મણના લાડુડા લાવ્યા ને
　　ગણેશ મનાવવાને ચાલ્યા હો...જી."

ત્યારે ગણેશ એમને આવો કટાક્ષપૂર્ણ ઉત્તર આપે છે:

" અમે દુંદાળા ને અમે સૂંઢાળા
　　અમ આવ્યે જાનું તારી લાજે હો..જી."

આ લોકભજનમાં ગણપતિએ પ્રથમ ધોખો કર્યો ખરો, પણ એ તો કરુણા-નિધિ છે, એટલે છેવટે એ રીઝ્યા:

"આ...રૂમઝૂમ રૂમઝૂમ ચાલ ચલત હે, ગણેશ નોતરે ચાલે હો..જી
ભલે મલ્યા મે"તા નરસીંનો સ્વામી ત્યારે ભાંગ્યા રે રથડા ચાલે"

લોકજિહ્વાએ રમતાં ભજનોમાં ક્યાંક ગણેશની સાથે હનુમાનને પણ –
સ્મરવામાં આવે છેઃ

"નમું ગણેશદેવ, નમું હનુમંતા, બે રે જોધ્ધામાં કોણ બળવંતા?"

અને "મીઠો ઢાઢી" ગણેશજન્મની કથાના ભજનમાં શંકર પાર્વતીને ચર્ચા
કરતાં પોતાનો પુત્ર તો હનુમાન હતો એમ કહે છેઃ

"અમારે પુત્ર ઉમિયા એક જ હતો, અંજની કેરો જાયો રે,
ગામોગામ તેની સ્થાપના, નામ હનુમાન ઠેરાયું રે."

તો હનુમાનજી શંકરના પુત્ર છે એવી માન્યતાને કેટલાંક પૌરાણિક ઉલ્લેખો
ટેકો આપે છે.[1]

"ત્રણ તાત ને માત કુંવારી, એવા કુંવર કળિયા,
કોઇ કોઇથી ગાંજ્યા નવ જાયે, એક એકપે બળિયા."

– "હનુમાન – ગરૂડ – સંવાદ."

માર્ગીઓ પણ એમનાં ભજનોમાં ગણપતિનું નામસ્મરણ કરે છે. એમાં પ્રત્યેક
દેવને સંપ્રદાય છે. ગણેશ ને શારદાને એ રીતે ગુરૂસ્થાને વંદનીય માન્યાં છે."

---

૧. અંજલિ ને ગૌતમ ઋષિની પુત્રી હતી. ગૌતમના તપોમય જીવનને
સંક્ષુબ્ધ કરી નાખવા ઇંદ્રે કપટ કરી ગૌતમઋષિની કુટિરમાં પ્રવેશ કર્યો
ત્યારે અંજની કોઠી પાછળ છુપાઇ ગઇ હતી. ઋષિએ ઇંદ્રને શાપ્યો,
અહલ્યાને શાપીને શલ્યા કરી, અને અંજનીને છુપાવાના દોષ બદલ શાપી
કે "તને કુંવારાં કલંક ચડશે." બન્યું પણ એવું જ. અંજનીએ ખાડામાં દેહને
ઢબૂર્યો ને મસ્તક ઉન્નત રાખ્યું એ જ એને શાપફળ અપાવનારું થયું. આ સમયે
શંકરના તેજ સ્ખલનથી ત્રિલોક દાઝયો હતો. નારદે ગુરુમંત્ર આપવાના
નિમિતે એ તેજપુંજને અંજનીના દેહમાં મુક્યો. પરિણામે હનુમાનનો જન્મ
થયો. આવી લોકકથા પૌરાણિક કથા તરીકે ભજનિકોએ સંગ્રહી છે. તો
અન્યત્ર ક્યાંક હનુમાનના ત્રણ પિતા મનાયા છેઃ શંકર, વાયુ, અને કેસરી.

"ત્રણ તાત ને માત કુંવારી, એવા કુંવર કળિયા.
કોઇ કોઇથી ગાંજ્યા નવ જાયે, એક એકપે બળિયા."
—"હનુમાન – ગરુડ – સંવાદ."

માર્ગીઓ પણ એમનાં ભજનોમાં ગણપતિનું નામસ્મરણ કરે છે. "એમાં પ્રત્યેક દેવને ગુરુસ્વરૂપે ગણવાનો સંપ્રદાય છે. ગણેશ ને શારદાને એ રીતે ગુરુસ્થાને વંદનીય માન્યાં છે."

"ગુરુ તારો પાર ન પાયો, પૃથ્વીના માલિક તારો પાર ન પાયો.
અખંડ ધણીને ઓળખો – વારી, વારી, વારી!
ગવરીના નંદ ગણેશને માનો, જી....વો......જી. !
સમરું શારદા માતા રે ——વારી, વારી, વારી."
– દેવાયત પંડિત.

ભક્ત કવિ "માલદેવજી" ગત્ય ગંગાના પાટમાં ગણપતિની પધરામણી કરતાં ગાય છે :

"ગુણપતિ દેવ સેવ્યો નહિ રે સૂંઢાળો જી, સેવી લે ગુણપતિ દેવ
ધૃત સિંદોરની સેવા ચડે રે હોજી, હેજી તમને ચડે રે આશાપુરી ધૂપ:
માતાજી કયે રે જેની પારવતી રે હોજી, હેજી જેના પિતા શંકર દેવ."

ગણપતિના સ્વરૂપનું આવું વર્ણન મળે છે:

"કાનમાં કુંડળ હરિને ઝગમગે રે હો જી,
હે જી, જેને માથડે મુગટ મોતીવાળા.
કેડે રે કટાર હરિને વાંકડા રે હો જી,
હે જી, એના હાથમાં બરછીવાળાં ભાલાં.
કિયે રે "માલદે" તમે ગત ગંગા રે હો જી
હે જી, તમે પ્રથમ પાટે પધારો."

રવિદાસ પણ ગણપતિના સ્વરૂપની મહત્તા પ્રકટ કરે છે :

"પાંચ લાડુડા પાયે ધરીયે સ્વામી, થાનકે ન જાયે ઠાલે –
હાથે રે હો."

"ડુંગરપુરી" રૂખડિયો" તો પોતાના "હૈયાની ધારણા" ભાંગવાનું ગણપતિને વિનવે છે :

"ગુણપતિ દાતા, તમે ભાંગો મારા દલડાની ભ્રાંતા,
તમે ભાંગો મારા હરદાની ભ્રાંતા, તેરા દુઃખ દરદ મીટ જાતા.
રંગમહેલમેં બસે ગુણેશા, થાપન નહિ ઉથાપા."

સરવણ કાપડી "આગમ"માં મહેશ – શારદાને સમરે છે :

"ગરવો ગુણપતિ એક દેવ છે રે, હોજી ગવરીનો નંદ ગુણેશ રે,
પરથમ પૂજા દેવા તમને ઘડે રે, હોજી ગતમાં હોશે આગેવાન રે."

ભક્તકવિ લખમોજી એક ઉપદેશપ્રધાન ભજનમાં શારદાને અને પછી ગણપતિને વંદે છે :

"સમજ માયલા મત – મુલાનો સંગ ન હોય
સમરું માતા શારદા જેના ઘરમાં અજવાળાં હોય.
સમરિયે રે....ગજાનંનને સમરિયે રે, દાતા નમું ગરવા ગુણપતિ."

ગણપતિને આદિનાથ શંકર પણ વંદે છે એટલે નાથની મૂર્તિ સમ ગણપતિને માર્ગીપંથી લખમોજી વંદે છે. :

"દોય કર જોડી" લખમોજી"બોલ્યા આદનાથ મુરતી સંભાળીને."

માર્ગીઓ અને નાથપંથીઓ આદિવિભૂતિ તરીકે પરમ માહેશ્વર એવા શિવને ગણે છે. એટલે એના પુત્ર ગણેશની સ્તુતિ એ દૃષ્ટિએ પણ શંકરને પ્રસન્ન કરવા માટે પણ તેઓ કરતા હશે – એવું અનુમાન થાય છે. ૧૪ ભુવનના ૩૩ કોટિ દેવતાનો એ આગેવાન પણ છે, એટલે ગણપતિ–પૂજા સર્વકોટિના દેવોની પૂજાનું પ્રતીક બની રહે છે.

કબીર પણ ગુરુમહિમામાં ગણપતિને સ્થાન આપે છે :

"ગુણપતિ ગાયો રિદ્ધિ સિદ્ધિ લાયો,
નિરભે નામ ઠેરાયો, ગુરુ નિરભે નામ ઠેરાયો."

એ ગણપતિને દેવતાઓ પણ જપે છે :

તમને સુરીજન જપે, એ ધ્યાન ધરી ધરી જપે,

એ ભજન કરી કરી જપે હો જી રે. —બદ્રીનાથજી.

નાથમાર્ગીઓમાં પણ ગણેશનો વંદના-મહિમા છે :

"અલેક મારી સુરતા સમજતી નંઇ રે હે....હે...."

ગણપતિ વિના આવી સુરતાને કોણ સમજાવી શકે? એટલે એવી નાથ ગણપતિનું આહ્વાન કરે છે:

"નમુ રે ગુણેશા નૂરીજન દેવા, ગુરુ ગજાનંદ કરું તારી સેવા

ભાવ રે ભજન થકી, હુવા દિલ-ભેરી,

ભાઇ ભાવ રે ભજન થકી હાં, હુવા દિલ-ભેરી."

ગોરખનાથ પણ ગણેશ – હનુમાનની તુલના ભક્તિભાવે કરે છે :

"નમુ રે ગુણેશા નમુ રે હનુમંતા, દોનું જોધ્ધામાં કોણ બળવંતા જી

ગુણેસાને :જોઇએ: જોયે સંતો! તેલ અકહુણ ધરતે સિંદારા,
હનુમાનને જોયે સંતો! તેલ અડદુવા

ગણેસાને જોયે સંતો! શુધ્ધબુધ્ધ નારી.

હનુમાન તો સદા સંતો! બાલબ્રહ્મચારી."

મચ્છંદરનો ચેલો જતિ ગોરખ બોલ્યા, મેલી દિધી મમતા ને ભયા અવધૂતા."

— ગોરખનાથને નામે બીજાં બે ગણપતિ-વિષયક ભજનો આ સિવાયનાં પણ મળે છે : એક ભજનમાં "ગજાનન ગુણપતિ.....ગજાનન ગુણપતિ...." નું સ્મરણ છે, અને બીજા ભજનમાં પૂજા માટે સ્થૂલ સામગ્રી નકામી છે, અંતરની પૂજા એ જ સાચી પૂજા છે, એવી ભાવના છે :

"પૂજા મારી માનો તમે સ્વામી રે સૂંઢાળા

તમે ખોલો મારા હિરદાના તાળાં જી.

જલ રે ચડાવું તમને નહિ.......

ઇ જલ તો મછલિયે વટલાયાં....જી રે પૂજા મારી.

ચંદન રે ચડાવું તમને, નહિ ચંદન ચોખા[2], નથી ચંદન ચોખા;

---

૨. ચોખા = શુધ્ધ, પવિત્ર.  × ધૂલ

ઇ ચંદન પથરે બટલાયાં....જી રે પૂજા મારી.

ફુલ રે ચડાવું તમને,નહિ ફુલ ચોખાં,નથી ફુલ ચોખાં,

ઇ ફુલ તો ભમરે બટલાયા....જી રે પુજા મારી.

દુધ રે ચડાવું તમને,નહિ દુધ ચોખાં...,નથી દુધ ચોખાં,

ઇ રે દુધ તો વાછરૂએ બટલાયાં...જી રે પુજા મારી.

ભોજન ચડાવું તમને,નહિ ભોજન ચોખાં,નથી ભોજન ચોખાં,

ઇ રે ભોજન નારીએ બટલાવ્યાં...જી રે પુજા મારી.

મચ્છદર પરતાપે જતિ "ગોરખ" બોલ્યા ખોજ્યા સો ઇનર પાયા"

"હરિગુણ" અને "ઇશ્વર"ના પ્રતીક તરીકે કવિ ગમારામ ગણપતિને આમ વર્ણવે છે :

"સાચ સાહેબનું સમરણ કરી લે,ગુણેશ બન્યા ઇશ્વરમાં ચેરે હોજી."

ગુરુ પરતાપે ગાય"ગમારામ",તારી લિયો ભવસાગરમાં"

કથાત્મક ભજનોની શરૂઆતમાં ગણપતિ અને શારદાનું માહાત્મ્ય ગવાતું હોય છે. આપણાં આખ્યાનકારોએ પણ એવું જ નામસ્મરણ આખ્યાનપ્રારંભે કર્યું છે :

" હરિગુરુ સંતને સમરીયે,ચોથા ગણપતિ દેવા,

જેને સમરે ગુણ પામીએ ને વિદ્યા તણા ઉપદેશ."—"ભોજલ"—
—ગોપીચંદ કથા.

"સરસ્વતી સમરું માતા શારદા ને ગુણપતિ લાગું પાય

અવિચળ વાણી અમને આપજો ને મતિ દેજો મોરી માયજી"

—ભોજલ ચેલૈયાકથા.

"નમું ગુણેશા,નમું હનુમંતા" થી કુંવરબાઇનું ભજનકથાત્મક મામેરું રામા ભગતે ગાયું છે - રામા ભગત.

"સરસ્વતી માતાનું તું દીનદયાળ ને ચરણે નમાવું શીશ રે,

કીર્તિ કહીએ રાજા હરિચંદ તણી ને વાણી આપો ને જગદીશ."

—"દામોદર" હરિશ્ચંદ્ર ભજનકથા.

અન્ય ગણપતિ-વિષયક ભજન-સર્જકોમાં ત્રિકમદાસ, પ્રેલાદજી, પાલસિંહ, પ્રીતમ, જેમઇ ભારથી, પુજારી જેવા અનેકોનું સ્થાન છે. ગણપતિ ને શારદા વિષયક ભજનોમાં માત્ર દેવસ્તુતિ સિવાય કશું જ નથી. એમાં સાચા અર્થની ભક્તિ કદાચ પ્રકટ થઇ હશે. પણ કયારેક તો માત્ર એક પ્રણાલિકા તરીકે જ ~~ખાતર~~ ~~નિમિત્તે~~ વિધિનિમિત્તે ભજનારએ ગાવું જોઇએ માટે ગણેશ ને શારદાનું સ્મરણ અને વર્ણન કરાયું હોય છે. કવિત્વનો અંશ કદાચ કોઇક પંક્તિમાં કોઇને જણાય તો જ નવાઇ છે। બાકી કાવ્યગુણની દૃષ્ટિએ પ્રસાદ સિવાય સીધાંસાદાં વર્ણનનો જ પ્રયત્ન હોય છે. એટલે એ ભજનો ઉત્તમકક્ષાનાં તો શું, પણ કદાચ મધ્યમ કક્ષાનાં પણ નથી.

આ સ્તુતિવિષય અંગે શ્રી જયમલ્લપરમાર સત્ય જ કહે છે :

" ભજનોની દુનિયામાં કદાચ એની રચના ઉચ્ચ પ્રકારનાં ભજનોની સાથે બેસી શકે તેવી નથી રહી.... એ ભજનમાં કલાનાં સ્વરૂપો પાંખા પડી ગયાં લાગે છે."[3]

ભજનમંડળોમાં ગણપતિ-શારદાની સ્તુતિનાં ભજનો પ્રારંભમાં ~~ભજન-મંડળીઓમાં~~ ગવાતાં હોઇ અહીં એની આટલી ચર્ચા પ્રસ્તુત ગણી છે. ભજનવાણીનું પ્રવેશદ્વાર ગણેશ ને શારદા વિષયક ભજનોથી ઊઘડતું હોવાથી એક અછડતા દૃષ્ટિપાત માટે આ ભજનોનો આટલો પરિચય આવશ્યક ગણ્યો છે. ~~કાવ્યત્વની દૃષ્ટિએ અહીં એક ગણપતિ-વિષયક ભજન નોંધવું જોઇએ.~~

---

3. આપણી લોકસંસ્કૃતિ પૃ: ૧૩૮.